# સુંદર વેણી.

આવૃત્તિ ચોથી.

છપાવી પ્રસિદ્ધ કરનાર

મુંબઈ ગુજરાતી નાટક મંડળી.



મુંબઈ:—

ધી રાઈઝીંગ સ્ટાર પ્રિન્ટિંગ પ્રેસ મધ્યે

અલીભાઈ દાઉદખાને છાપ્યું છે.

સને ૧૯૦૧. સંવત ૧૯૫૭,

કિમ્મત રૂ૦-૨-૦

# નાટક પાત્રો.

## પુરૂષ વર્ગ.

**છબીલદાસ**—મુંબઇનો એક ગૃહસ્થ
**દીપચંદ**—મુંબઇનો એક લક્ષાધિપતિ શેઠ
**ધીરજરામ**—એક પરોપકારી ડાકતર દીપચંદ શેઠનો મિત્ર
**પરશોતમ**—થાણાનો એક નામાંકિત વેપારી
**સુંદરલાલ**—છબીલદાસનો પુત્ર દીપચંદ શેઠને દત્તક આપેલ
**નસરવાનજી**
**વ્યંકટરાવ**
**ચતરભુજ**
**નોતમલાલ**
} દીપચંદ શેઠના ટ્રસ્ટીઓ
**ખોડીદાસ**—દમણનો એક શેઠ
**અમથો**—ખોડીદાસનો પુત્ર
**આણંદલાલ**—ખોડીદાસનો મુનીમ
બેંકના ડાયરેકટરો, સુંદરલાલના મીત્રો. સીપાઇઓ મારાઓ વિગરે.

## સ્ત્રી વર્ગ.

**કેશર**—છબીલદાસની સ્ત્રી
**ગુલાબ**—દીપચંદ શેઠની સ્ત્રી
**લાડકોર**—પરસોતમની સ્ત્રી
**વેણીકુંવર**—પરસોતમની પુત્રી
**જેઠી**—ખોડીદાસની સ્ત્રી

વેણીકુંવરની સખીઓ સ્ત્રીઓ વિગેરે વિગરે

# સુંદર–વેણી.

## નાટકનો ટુંક સાર.

### અંક ૧ લો.

મુંબઇમાં છબીલદાસ નામના વણિક આબરૂદાર પણ પૈસાના ગરજુ માણસને ઘેર સુંદરલાલનો જન્મ થયો હતો. સુંદર લાલના જન્મ થયા પેહેલાં જ્ઞાતિના ચાલતા આવેલા જંગલી જુના રીવાજ પ્રમાણે અમરણીમાં જ્ઞાતવરો કરવામાં છબીલ દાસને મારવાડીના કરજે રૂપીઆ કાઢવા જરૂર પડી. વ્યાજ ચ ડતાં કરજ પુરાયું નહી છબીલદાસ પર સમન્સ નીકલ્યો; અને આબરૂ બચાવા ખાતર કોઇ બીજી જગ્યાએથી પૈસા ઉપાડી લેણુ દારને ચૂકાવવા ફરજ પડી.

દીપચંદ શેઠ નામના તેનીજ જાતના એક પૈસે ટકે સુખી પણ મુમ્ત ઉમરે પહોંચતા સુધી વાંઝિઆપણાનું દુઃખ અનુ ભવતા ગૃહસ્થને ત્યાંથી થાલ બદલ સુંદરલાલને દતક આપી, રૂપીઆ લઇ લેણદારને ચુકાવ્યા. તો પણ અંતે અંગ ઢાંકવા ફાટુ તુટકું પણ રહ્યુ નહી એવી સ્થિતીએ આવી પહોચ્યો આ અરૂમાં હાની થવા, લાગી, આવી દુઃખદ સ્થિતિને લીધે તેણે મુંબઇ છોડયુ. મુંબઇ છોડતી વખતે તે પોતાની પતિપ્રિયાનો છબો ધીરજરામ નામના, પોતાના સ્નેહી ડાકટરને આપી ગયો કે વખત આવે, સુદરલાલનાં ખરાં માતા પિતા કોણ અને કેવાં હતાં તે ઓળખાવે.

અશુભ વખને સર્વ અશુભજ બને છે આ વખત થાણામાં પરશોતમ કરી શેઠ પોતાની પુત્રી વેણીકુંવરનું વેશવાલ સુંદર લાલ સાથે કરવા વિચાર કરતો હતો પણ આ ખબર તેને મળવાથી તે અળસાવી દીધું ને દમણમાં ખોડીદાસના છોકરા અમથાનું માગું મોકલ્યું.

દીપચંદ શેઠનાં સ્ત્રી ગુલાબ સુંદરલાલને પોતાનાં ફરજંદ પ્રમાણે પુર્ણ જનેતાના પ્રેમથી લાડમાં ઉછેરતી હતી કમનસીબે ગોલ્ડમાઇનીંગ કમ્પની તથા ડાયમન્ડ બેંકના ભાંગવાથી તેમાં ધીરેલ પૈસા જવાથી લાગેલ મનના ધક્કામાં દીપચંદ શેઠ અંતની સ્થિતિએ પહોંચ્યા. ગુલાબ ઘરમાં હાજર ન હોતા. સુંદરલાલ બાળક હોવાથી પોતાની મીલકતનું વીલ કરી, સુંદરલાલ તથા ગુલાબને ટ્રસ્ટીઓના હાથમાં મુકી પોતાપર આવી પડેલી આફતને માટે હાય વોય કરતાં તેણે પ્રાણ ત્યાગ કર્યો. !

---

## અંક ૨ જો.

સુંદરલાલ જો કે પુખ્ત ઉમરનો નહીં તો પણ સારી રીતે સમજણો થયો હતો; અભ્યાસમાં સારી કેલવણી લઇ મેટ્રિક્યુલેશન પસાર કરી કોલેજમાં દાખલ થયો હતો, આવામાં અકસ્માતથી તેના અભ્યાસમાં વિઘ્ન આવ્યું. ચલીત અવસ્થામાં વીલમાં દીપચંદ શેઠ બીલકુલ ગુલાબ બાઇનું નામ દાખલ કરવું ચુકીજ ગયા હતા. ટ્રસ્ટીઓની અપ્રમાનત, દીપચંદ શેઠની મીલકત ખરચમાં વપરાતી દેખાઇ; અને સુંદરલાલને પુનાની કોલેજમાં થોડા ખરચમાં અભ્યાસ થાય માટે ત્યાં મોકલવા, અને ગુલાબબાઇને સુરત જવા ટ્રસ્ટીઓ તરફથી હુકમ થયો પરાધીનમાં. બાળકને લાચારીથી તેમ કરવું પડયું પુને જતી વખતે સુંદરલાલને થાણેથી મુંબઈ આવતાં ડા. ધારજરામ મળ્યા, તેમણે તેને તેના પિતા તરફથી સોંપાયલો છબાનું એક સીલ્ડ પેકેટ આપ્યું. તથા તે જીવ સમાન જાળવી રાખવા ભલામણ કરી પાછળથી ટ્રસ્ટીઓ એ ખોટાં ખોટાં નામાં લખી, ખોટુ ખરચ તથા કરજ બતાવી દીપચંદ શેઠની મિલકત પોતે ખરીદી અને કિમતના પૈસા કરજમાં પુર્યા બતાવ્યા. સુંદરલાલ તથા ગુલાબબાઇનો પગાર

બંધ કર્યો. સુંદરલાલ તેનો તપાસ કરવા ગયો; ત્રસ્ટિઓએ દાદ આપી નહીં, સ્વાર્થી વકીલોએ એ નિર્ધનની અરજ સાંભળી મદદ દેવા ચોખ્ખીના પાડી; જેથી નિરાધાર બિચારા સુંદરલાલને પેટના ગુજરાનને માટે નોકરી શોધવા શીવાય રસ્તો રહ્યો નહી.

ઉપર કહ્યા મુજબ થાણાના પરશોતમની દીકરી વેણી કુંવરનું વેસવાલ દમણના ખોડીદાસના દીકરા અમથા સાથે થયુ હતું પાછળથી અમથો મુર્ખ કદરૂપો તેમ બાળક રહ્યો. વેણી કુંવરના પિતાએ બાળપણમાં સગપણ કરી કમલ કાંટામાં વાવ્યું હતું લગ્નની મુદત પાસે આવી; પોગળ પ્રકાશ ન થાય. માટે અમથાને બદલે બીજા કોઇને કંઇ લાલચ આપી, પરણાવી દેવાની ગોઠવણ તે કરવા લાગ્યો. તેના તાબેના કારકુન આણંદલાલે તે કામ માથે લીધું, વખત વરતિ આણંદલાલે પોતાની જાળનું માછલું સુંદરલાલનેજ બનાવ્યો નોકરીના ગરજુ ને બાળકબુદ્ધી સુંદરલાલને તેનું કપટ સમજાયું નહી; નોકરીની લાલચમાં લપટાતો જોઇ ખોડીદાસે તક સાધી, તેને પુરી રીતે ફસાવી લીધો. થોડા સમય પછી વખત આવ્યો અને અમથા ભાઇને બદલે સુંદરલાલ તે કમળનો ભોગી ભ્રમર બન્યો. નિમક હલાલ નોકર શયનગ્રહમાં વેણીની મનહર મુર્તિ જોઇ ડગ્યો નહીં પ્યારની વીંટી એંધાણી દાખલ પરસ્પર બદલાવી, કરેલ ઠરાવ પ્રમાણે શયનગ્રહમાંથી બહાર નીકળી આવ્યો અમથો દાખલ થયો બાળા ગભરાઇ, દગો જાણી નાઠી, તેવામાં ખબર મળી કે પોતાના ખરા પતિનો હક ધરાવનારને જંગલમાં કાઢી, આણંદલાલે મારવા માટે પાછળ મારા મોકલ્યા છે. આ ખબર મેજીસ્ટ્રેટને પહોંચાડી મદદ માટે માગણી કરી, પોતે તેને શોધવા ગઇ, આણંદલાલનું કપટ સુંદરલાલના જાણવામાં આવ્યું તે છુપાઇ રહી બચી ગયો. પણ તેવામાં વેણી કુંવરનો રથ આવતો સાંભળી, આણંદ

આલના મારા તેને લુંટવા તૈયાર થયા સુંદરલાલ વચમાં પડયો. તેને ઘા વાગવાથી તે ઘાયલ થયો, એટલામાં મેજીસ્ટ્રેટને મળેલા ખબર પ્રમાણે શોધ કરવા મોકલેલી ટુકડી આવી પોહોંચી અને તેને બચાવ્યો.

---

## અંક ૩ જો.

સુંદરલાલ વેણીકુંવર આદીને મુંબઈમાં લાવવામાં આવ્યા. સુંદરલાલને મુંબઇ ઓસ્પીટલમાં રાખવામાં આવ્યો અહીં ઇંગ્લંડથી હમણાંજ પાછા ફરેલ ડા. ધીરજરામ હેડ સરજન હતા. સુંદરલાલના સનેપાતના લવારાથી ડાકટર ત્રસ્ટિઓનું કપટ. વેણીકુંવરને દગો દીધો, આણંદલાલનું તરકટ, આદી બાબતથી વાકેફ થયા ત્રસ્ટિઓથી જુદા પડેલા નીમકહલાલ નૌતમલાલ સાથે વાતચિત થતાં આણંદલાલ નૌતમલાલનો ભાણેજ છુપાઇ મુંબઇમાં આવી રહેલો તે ડાકટરને જાણ પડી. આણંદલાલને પોલીસને સ્વાધીન સોંપવાની ધમકી આપવાથી તેણે સર્વ બાબત જાહેર કરી. વેણીકુંવર પણ પ્રેમાંના વિયોગથી મોટી માંદગી ભોગવતી હતી. ત્યાંથી પણ ધીરજરામ ડાકટરે કેટલીક માહેતી મેળવી. સુંદરલાલ વેણીકુંવર જરા ઠીક થયાં ગુલાબબાઈ પણ આ વખત ત્રસ્ટિઓ પાશેથી પોતાની મીલકતનો ખુલાસો પુછવા આવી હતી. નૌતમલાલે ત્રસ્ટિઓપર વારંટ કાઢયું છબીલદાસ સુંદરલાલને મુંબઇ મળવા આવે છે એવો તાર ડાકટરને મળ્યો મા બાપને ઓળખાવવા, ત્રસ્ટિઓનો પ્રપંચ દેખાડવા, આદી વિચારથી ડા. ધીરજરામે સુંદરલાલ સંબંધમાં બનેલી બીનાનું નાટક રચી, સંસાર "તત્વદર્શક" નાટક કમ્પનીને ભજવવા આપ્યું. કંઇ કંઇ યુક્તિઓ કરી સુંદરલાલ વેણીકુંવર ગુલાબ ત્રસ્ટિઓ આદીને જોવા તેડાવ્યા. રંગભુમિપર છબીલદાસની દુઃખદ સ્થિતિ, દીપચંદ શેઠનું મરણ ત્રસ્ટિઓની ઠગાઈ, નૌતમલાલની વફાદારી, વેણીકુંવર સાથેનો દગો, આણંદલાલનો દગો, આદી અથથી ઇતી

સુધી આબેહુબ બનજવ્યું. સર્વેએ પોતાની લાગણી દબાવી જોયા કીધું પણ સુંદરલાલને મારવા ખુનીને ધસતા જોઇ હૈયું હાથ ન રહેતાં વેણીકુંવર હાય પોકારી દોડી ગુલાબ પણ તેજ વખત સુંદરલાલનુ નામ સાંભળતાં સ્ટેજ તરફ દોડી પણ તેજ વખત સુંદરલાલ પોતાની જગ્યાએથી દોડી માતાને ભેટી પડયો વીંટ જોતાં વેણીકુંવરને ઓળખી પતિ પત્નિ મળ્યાં. ગુલાબ ડાકટરનો ઉપકાર માનતી પુત્ર તથા પુત્રવધુને જોઇ આનંદમાં ગળકાં ખાવા લાગી. નાટકમાં જોયા મુજબ પોતાના ખરા માતા પીતા કોઇ બીજાજ છે જાણી તેમને મળવા સુંદરલાલની ઇચ્છા થઇ ડાકટરે પેકેટ ખોલવા કહ્યું ખોલી જોઇ ઓળખ્યાં તેવામાં ગાડીમાંથી ઉતારી ખેલ જોવા બેસાડેલા છબીલદાસ કેસર દોડી આવ્યાં બાપ દીકરો મળ્યા, માતાએ પુત્રને સ્નેહથી તેડી લીધો, વેણીકુંવર સાસુ સસરાને પગે પડી, છબીલદાસ કેસરે ન ધારેલું સુખ આજે અનુભવ્યું, નામદાર શાહુકાર ઠગોને પકડવા વારંટ સહિત કોનસ્ટે બલ મેલાવડામાં હાજરજ હતો તેણે ત્રિટીઓને પકડયા ત્રિટીઓએ સુંદરલાલ ગુલાબ આદીની માફ માગી, રહેલા પૈસા પાછા સોંપવા વચન આપ્યું. ધીરજરામ ડાક્ટરે જામીન પડી તેઓને છોડાવ્યા. અંતે સર્વજણ ડાકટરનો ઉપકાર માનતાં આ આનંદમાં નિમગ્ન થયાં.



# સુંદર વેણી.

---

## અંક ૧ લો.

છબીલદાસ—                    ૧

ગીરીધર બ્રીજધર મુરલીઅધર ધર
ધરણીધર માધવ પીતામ્બર શિશ મુગટધર કંઠ ભેખધર, ગીરીધર
કર ધર કમળ પુષ્પ સારંગધર ચક્ર ગદાધર અધર સુધાધર
કૌમ્બ કંઠધર કૌસ્તુભ મણીધર                    ગીરીધર.
વિપત્ત વિભુ તું હર દુઃખના સમયપર પ્રભુ તું નજર કર વિકટ
આ અવસર.
નટવર કર ધર દયાળુ કૃપા તું કર                    ગીરીધર,

કેશર—                    ૨

વાહરે રસીયા રંગીલા પ્રાણુ મારા,
જાઓજી જાઓજી લાવોજી લાવોજી;
વિવિધ મણાવો વૈભવ પ્રિય પ્યારા—વાહરે.

છબીલદાસ—

જા ઠગારી જા ધુતારી હર્ષઘેલી ઉછાંછળી નાદાન પ્યારી જાજા
કામણગારી છણુકારી રસિકનારી.

કેસર—

વાહ વાહ વાહ વાહ
વાત ન બનાવો જાઓ જાઓ પ્યારા પ્યારા પ્યારા—વાહ

સ્ત્રીઓ—                    ૩

ગરબે રમવાને ગોરી નિસર્યાંરે લોલ,
રાધિકા રસિલી જેનું નામ અભિરામ વ્રજ વાસણીરે લોલ;
તાળી દેતાં વાગે ઝાંઝર ઝુમખાંરે લોલ,
રમે રમે ગોકુળની નારી પીયા સંગ પ્યારીરે,

ઘુમે ઘુમે શ્યામા ને શ્યામ તેપર જાઉં વારા રમે સાહેલીરે. રાધિકા.
સજી સજી સોળે શણગાર ઠમકતી ચાલેરે,
ભજી ભજી નંદલાલનું નામ ગોકુળીએગામ અતિશે મ્હાલેરે. રાધિ.

**ઝમીલદાસ—** ૪

ચેન પડે ન જરો કાળ પલટયો શું હાયે !
આફત આશી મુજપરેરે—હાયે ચેન.
વૈભવ વિવિધ માંહે વસતો હું ક્રૂર કાળે રંક હાલત આફત
ત્રિયા હડેહાયે કર્જમાં ઉતરું રડવડું તરફડું હાળી દુ:ખવારી-હાય ચેન
રાજા ને તું રંક કરેછે ભિક્ષુકને તખ્ત વખ્ત દેખાડે જાગે
વારા ફરી દીન રાત્રી થાયે જેમ મારૂં મન માની હરી
ઉગાર દુખે દબાય—હાય ચેન

**બ્રાહ્મણ—** ૫

હાય થાયૂ છે ખુવાર બહુ બને છે લાચાર
અંતે ફળ ન લગાર તોય કરે છે ન્યાતવરા
ખરા સુખનો આધાર પૈસા ઉડાડે અપાર
ન રહે પસ્તાવાનો પાર કરે ન્યાત વરા નવરા
દાડો કરે વેંચી વળી મોક્ષની ન ચીઠી મળી
તોય રીત ચાલી અવળી થાશે કયારે સવળી—હાય

**બંને બ્રાહ્મણ—** ૬

અલ્યા રોકેછે શીદને જાતાં આમ ?

**સિપાઈ—**ચુપ ચુપ ચુપ
**બ્રાહ્મણ—**વાહ વાહ વાહ ; અલ્યા
**સિપાઇ—**કયું લુચ્ચે તુમ લડતે પાજી, લે ચોકીપર કરૂં હરાજી.
**બ્રાહ્મણ—**સિપાઇ સાબ મુકો જવા ઘો.
હાય, હાય, હાય, હાય ! અલ્યા.
**૧ લો બ્રા—**નાના સાહેબ આ લડનારો,
**૨ જો. બ્રા—**નાના સાહેબ આ વડનારો,
**૧ લો બ્રા—**સિપાઇ સાબ મુકી દો મુજને.
અરરે બાપ મ્હારા મારી નાંખ્યોરે ! અલ્યા.

કેશર— ૭

રહે પ્રાણુ તું મારા છાનો બાપુ રાખ સુકન વ્હાલી માનો,
શાને કારણુ રોશે ભરાણો રે સુણજાને વીરલા મારા,
ગાઇ ગુણુ હું પ્રીતથી તારા રે ! સુણજા
અનુપમ કાન્તિ છે રૂપાળી અતિભાવથી રહુછુ નીહાળી.
લેનો આંખડી આંજુ કાળી રે સુણજા માઇ.

કેસર— ૮

હાય અસહ્ય સંકટ શિર આવ્યું, હરી હરી ઝાલો હાથ
જાય નહીં છુડી જીવ વેરી. પાપી દુઃખી જોઉ નાથ;
કાળ મુખો મુજ પીયુને દમશે -હૃદય ચુરા થઇ જાય,
મંદ ભાગી પતિ દુઃખમાં નાંખ્યા પ્રભુ કરોને સ્હાય.

છબીલદાસ— ૯

ગરીબાઇ નીચો નમાવે સજ્જનને દુઃખીદુઃખી બનાવે,
હરી એવી દુઃખી અવસ્થા શત્રને કદીપણુ સ્વપ્ન મહિ
નહિં આવે.
જાય તવંગર ઘેર કદી તે ધમકી દઇ ધમકાવે—હરી.
ન કરવાનાં કામ અરેરે રંક અવસ્થા કરાવે—હરી.
માન અને સન્માન મળે નહિ કોઇ ન તેને બોલાવે—હરી.

દીપચંદ— ૧૦

ટીખળ ચાલ્યું છે મજાનું સુધારાનું પરિબળ પથરાણું
પતિનું બોલ્યું બોળ્યું પાણીમાં સ્ત્રીનું કહ્યું થવાનું;
પુરૂષ થયા વશ બાનુ સ્ત્રી નચાવે તેમ નાચવાનું
રહે ભભકામાં તો મરી આખરતો ઢીંગ ઢીંગાણું—ટીખળ
કરશે ભાષણુ ગાયણુ પણુ તેમાં શું રંધાણું ?
રાગ વિના જેમ ગાણું લુણુ વિના જેમ ખાણું;
એ કલ્પના મેં તો કરી બંદાને બહુ વહાલું નાણું—ટીખળ

દીપચંદ— ૧૧

જન્મ તણું ફળ ફોક થયું હા જીવિત વ્યર્થ ગયું,
કુસુમ સમા સુતકેરા મુખનું દર્શન હા ન થયું !

રહ્યું વાંઝિઆ મેણું શિરપર મુખ કોઇ ન જુએ,
શાન્તિ મળી નહીં આ ભવમાં નહીં સદ્‌ગતિ મારી મુવે!
ખોળે લઇ પુત્ર અવરનો પામું હું આનંદ,
વિધી રૂઠ્યો ત્યાં કરૂં શું બીજું ભાગ્ય હીણો મતિમંદ.

ગુલાબ— ૧૨

સુઇજા સુઇજા મારા લાડકવાયા બાલુડા,
* * * *
હેતે ગાઉં હાલરડા હું મારા વીર
* * * *
હુલાવું ઝુલાવું ખમા ખમા બાલુડા *સુઇજા.
* * * શું થાયે આમ અધીર!
* * * નેણે આણુ ન નીર.
હાલા વ્હાલા ઘેલા કાલા મારા બાલુડા * સુઇજા.

પાનડી— ૧૩

તારા દલડામાં દળદર પેઠું દારૂ પીવો દારૂ પીવો
લટપટ કરતું દારૂમાં તું ડુબે જીરે,

દીતીઓ—તારા મનડામાં ભુત ભરાણું દારૂમાંતો દારૂમાંતો દળદર
દેખે દારૂમાં બળ બહુ છે જીરે;

પાનડી—તારા અંગડામાં આળસ આવ્યું દારૂ સારો દારૂ સારો
ખટપટ કરબહુ દારૂમાંતું ડુબે જીરે;

દીતીઓ—તારા પેટડામાં પાપ સમાણું દારૂ ઝેરી દારૂ વેરી નિંદા
કર બહુ દારૂમાં ગુણુ બહુ છે જીરે;

પાનડી—તારા બાપલાનું પુન્ય પરવાર્યું દારૂપેખી દારૂદેખી તલપ
કરે બહુ દારૂ દેશે ફુંકી જીરે;

દીતીઓ—આખા દુનીઆનું ડાપણુ આવ્યું દારૂનંદે દારૂનંદે
શેખી કર બહુ દારૂ રંગ ચઢાવે જીરે;

પાનડી—તારા નામનું તો મીંડું મુકાણું દારૂ સારો દારૂ પ્યારો
ઝટપટમાં તો દારૂ જીવડો લેશે જીરે.

છબીલદાસ— ૧૪

દુઃખનો ન મ્હારા પાર પ્રભુ આશી દશા થઇછે;
સુજ પડે નહિ હાય અરેરે? દુઃખ
પડતી પર પડતી પડતાં, મુજ શાન્તિ ગઇછે—સુજે

છબીલદાસ— ૧૫

અરે પ્રભુ મારી ગતિશું સુઝી હોય આવી મતિશું—પ્રભુ
ન્યાત વરાનો ભોગ થઇ ને ભોગવું છું ક્ષતિ હું—પ્રભુ.
પુત્ર ધરા ધન સહુ એ ખોયાં આગળ સ્થિતિ હતી શું—પ્રભુ.

લાડકોર— ૧૬

પુત્રી પડી પેટ અસહ્ય શીરભાર,
માબાપને ચિંતા તણો નહિ પાર;

પુખ્ત વયે પતિ યોગ્ય મળે નહિ.
શાન્તિ ન માત પીતાને લગાર;

સાસરીએ સુખ સંપત્તિ મળશે,
કે ટળવળશે ભોળા સકુમાર;

સાસુ નણંદથી હળીમળી રહેશે,
કે કલેશ હમેશ થશે એ વિચાર.

પરશોતમ— ૧૭

શું અધીરી પ્રાણ ફિકર કંઇ ન તારે,
નહિ કદિ પ્રભુએ બાળને વિસારે.
પુત્રી પહેલાં પતિ પ્રથમ એહ ધારે,
માનવયત્ન વ્યર્થ કાં ન તું વિચારે.

પરશોતમ— ૧૮

વાહરે તું ભોળીમારી દુઃખતજી સુખસજી ઇશભજી ખુશીખુશી થા
લાડકોર—આનંદ આનંદ આજ કર્જ ઉતાર્યું ચાલો ચાલો ચાલો-ભોળી
ચિંતા દે વીસારી પ્યારી પીતું શાન્તિ વારી,
તજ ફિકર દુઃખ ન ધર આવાર આધાર તું.
પ્રાણ પ્યારી તું લડાવજે વધાવી લે દીન આ.
લાડકોર—અહોહો દીન સુખકર
બાળ વરશે શુભ અવસર
જોઉં હર્ષે સુંદર વર
ટળ્યો તાપ મુજ પ્રિય દુઃખદ આ—રે તું ભોળ્યો.

વેણી— ૧૯

છે પ્રીતી વશે બંધાણો,

સખીઓ—પ્રિય લાગે પ્રીતીનાં બાણો;

વેણી—એ સમજે ભ્રમર શાણો,

સખીઓ—પણ પ્રેમ વશે સીકરાણો. છે.

* * * *

નહિ નહિ મધુકર એ તારો તારો મધુકર છે ન્યારો

વેણી—ખોટો મારો મને તાનો છે.

વેણી— ૨૦

પારણામાં બાળબાળા હજુ શબ્દ બોલે કાલા,

ભાખે સંબંધે ગાળા કેવા જો ધારા રૂપાળા ! પારણામાં.

મુગ્ધા રંડાઈ પડે નીસાસા નાખી રડે !

હૃદય કામ જવાળા બળે કેવા ?

સાધ્વી સ્રી દુઃખે ઝુરે કુલટા વ્યભિચારે મરે

કુળ કલંકે ભરે કેવા ?

વેણી— ૨૧

જા જારે ધુતારી જાજારે ઠગારી લુચ્ચી જા બિચારી-જાજા

સખીઓ—વાહ વાહ વાહ વાહરે લટકાળી મચકાળી કાળી આંખવાળી

છબીલી રંગીલી રસીલી બોલી જાજા-જાજા.

આલી રસ ભીની રસીક સંગ રંગ રમનારી,

વેણી—વારી વારી કહું ટેવ તમારી નઠારી,

સખીઓ—વાવારે ખુમારી જા. જાજા.

નશરવાનજી— ૨૨

કર નજર હમપર તું પરવરદીગાર મરે લાચાર સટાને માર,

હાય કરે એ ખ્વાર હાય સટો સટો સટો સટો !

ખુબી કાયદાની કુટાય ઈમાનો, જીતાય તોફાની,

ન કોઈ દાદ લેનાર.

સુંદરલાલ— ૨૩

મમતા મુરખ તું મુક નહીં કંઈ તારૂં રે,

ધન ધામ ધરા તન નાર માન ન મારૂં રે.

મુસાફર માનવ દેહ રસ્તે સાથી રે,
છે પંખી માળા મોઝાર જેમ સંગાથી રે;
પ્રભાતે વિખુટાં એહ સહુ થઇ જાશે રે,
કલ્પાંત કરે જીવ બાળ પણ શું થાશે રે,
છે એક સત્ય હરીનામ ભજ ભજ ભાવે રે,
દેશે મુક્તિ સુખધામ નાથ રીઝાવે રે.

## અંક ૨ જો.

વ્યંકટરાવ— ૨૪

ત્રસ્ટી આમ્હી સરદાર, જવાબના દેણાર,
ભરતો પોટ આપુલે, ત્યાલા કરની કર્જદાર;
કશી હી આહે બહાર, ઝાલા બેડા અમુચા પાર,
અમન ચમન કરૂં આતાં, નકોણી વિચારણાર;
તો ધન્યાચા ધરબાર, હોઇ ઉડતુની ઉદાર,
ત્રસ્ટી ત્રસ્ટી ત્રસ્ટી કસે હુશાર?

વ્યકંટરાવ— ૨૫

પાહા તો આતા હોણાર રે,
નસરવાનજી—ભાર કેનો ભાર છે,
ત્રસ્ટીને કહો કોણ પુછનાર છે?
ચતરભુજ—પુછણવારો તો વિયો,
જહાનમમે પ્હોંચી ગયો,
વ્યકટરાવ—કાંહી ફીકર કરૂં નકા
નસરવાનજી—બસ બેડા પાર રે;
ચતરભુજ—આઉં
ખાઉં
નસરવાનજી—ઓહ્યાં કરી જાઉં,
વ્યંકટરાવ—ચસ, દાદ નહીં મી દેણારરે, ચલા આતા તુમ્હી તીથે
ચતરભુજ—હલો વેંચી ગીનું મીડે
નસરવાનજી—યજદાં આયે કામે નક્કી મદદગાર છે.

સુંદરલાલ— ૨૬

વિદ્યા તણું ગ્રહું હું પ્રિતે દાન.
એર્થીમાન એનીસાન સત્યભાન જગતગ્નાન—વિદ્યા.
આ ભવસાગરમાં નાવ ખરે વિદ્યા વિદ્યા વિદ્યા
સાચો પૈસો સાચું સુખ ખરે વિદ્યા વિદ્યા વિદ્યા.
વિના જન પશુ સમાન—છે હેરાન ધરું ધ્યાન.
માતા વિદ્યા શાતા વિદ્યા ભ્રાતા ભગાની માનુ વિદ્યા;
ચહું સ્નેહે વિદ્યા વિદ્યા દેવી વિદ્યા વિદ્યા—એથી.

ગુલાબ— ૨૭

હાય હું હેરાન થઇ ધીર શું ધરું ?
બાવરી પતિ વિનાની હું રહું છું છાની માની,
વિયોગ હાય ના વેઠાય, ગાભરી ફરું ; હાય !
પુત્ર રહે પરદેશે; બાળદુ:ખ કયાં કેસે !
મન મુંઝાય કે ગભરાય વિચાર એ કરું. હાય !

ગુલાબ— ૨૮

ધિક્ક તમારી જાતને રે, ધિક્ક તમારી રીતભાત,
પાપી જાઓ જાઓ અહીંથી ;
વિશ્વાસ રાખ્યો તમો પરેરે, તેનો કરો તમો ઘાત ; પાપી
લુચ્ચાઇ જાણી તમારી મેં એ લજવ્યાં તમે માત તાત પાપી
પુત્ર મ્હારાથી વિખુટો પડાવે. તેને મારું હું તો લાત; પાપી

સુંદરલાલ— ૨૯

જ્યારે દુ:ખ આવે મતિ ગતિ ગુમ થાયે,
કોઇ નહીં કરે સ્હાય હાય સુખ થશે કયારે ? જ્યારે.
સાધન નહીં કાંઇ, સુખ પણ દુ:ખ સમાન
મારી ગતિ તેવી હાય થઇ !
કશું ન સુઝે કરું શું હું ત્યારે ! જ્યારે.

સુંદર— ૩૦

વાવારે આતે કેવી રીત !
વેણી—થાઉં અજબ જોઇ પ્રીત વાવારે.

**વેણી**—આશું કરો !
**સખી**—વાહ નખરો !
**વેણી**—વાંક થયો શું મારો.
**સુંદરલાલ**--ધો જવા કાં વારો !
**સુંદરલાલ**—ખસ.
**વેણીકુંવર**—અહં હં હં
**સુંદરલાલ**--ખસ.
**વેણીકુંવર**—વાહ વાહ વાહવા.
**સુંદરલાલ**—ખસ.
**વેણીકુંવર**—નાના નાના.
**સુંદરલાલ**—
ખસ ખસ શોધ થશે મારી હું હાર્યો લે તુજ જીત. ચાલ.

**વેણી** ૩૧

જોબનના રંગમાં ઝુલે.
રમેશો ના જોઇશ મનમોહનની સંગ—રંગમાં
છણકો કરતી છેલ છબીલી ઠપકો દે થઇ દંગ !
**સખી**—તુજસમ નાના શરમ મુકીએ.
**વેણી**—જો જો મચાવીશ જંગ—રંગમાં.
મદન રંગથી પ્રફુલિત થાશે ચંપાગેલ આ અંગ.
**સખી**-મ્હાલશું ચાલશું પ્રીતમ પ્રીતે પણ નહિ આવે ઢંગ રંગમાં

**સ્ત્રીઓ**— ૩૨

ઊંચી ઊંચી મેડી મ્હારાં ઘરરે વિવાહીતાં—કાંઇ
ત્યારે ઢળાવો રાયના ઢોલીઆરે ;
એરે ઢોલીએ મ્હારો અમથો ભાઇ પોઢશે—કાંઇ
વહુરે વેણી વહુ વાયરા ઢોળશે રે ;
વાયરા ઢોળંતાં ગોરી વાત પુછંતાં—કાંઇ
નણંદીને પાડોસણ ન રાખીએ રે.

**સ્ત્રીઓ**— ૩૩

થાળી ઠમકી રે હરીના હાથ મળ્યા,
ઢોલા ઢમકયારે હરીના હાથ મળ્યા;
જેમ ઇશ્વર પારવતિના હાથ મળ્યા,
તેમ અમથા ભાઇ વેણી વહુના હાથ મળ્યા. ચાલ.

સ્ત્રીઓ— ૩૪

લાડો લાડી જમેરે કંસાર, કંસાર કેવો ગળ્યો લાગેરે ?
પીરસાઇને આવ્યો રૂડો થાળ લાડકોર ઉભી ટળવળેરે ;
દીકરી મને આંગળી ચટાડ કંસાર
મા તું તો પરણી છો કે નાય ? કંસાર.

સ્ત્રીઓ ૩૫

એક ઝારા ઉપર ઝારીરે, એતો લાડની થઇ છે અમારીરે !
મારી જેઠી વહુનાં કહ્યાં કરશેરે, લાડકોર વેવાણના બોલ—
નેવે ધરશે રે
ખોડીદાસ ભાઇના કહ્યાં કરશેરે, પરશોતમ વેવાઇના બોલ—
નેવે ધરશે રે

અમથો— ૩૬

જાતું આપો મારો નહિ.
મારી વહુનું નામ લીધું તેમાં કર્યું ઉંધું ચતું શું ?-જાતું.
અંહઃ અંહઃ કરો ઘેર ન આવું મનાવે બહુ બહુ તું.
ભૂલ્યો બાપા ભૂલ્યો તું હું કહે ત્યારે ખાસડે મારૂં હું ;
જા જા અહિંથી જલ્દી જલ્દી કહી મારી-જાતું.

વેણી— ૩૭

કોને સ્વામીજી શાને રીસાયા હો પિયુ શીદને ઉતારી લીધી
માયા ?
દીધી પ્રેમેથી શિતળ છાયા, સોંપી સ્નેહે મેં મારી કાયા ;
બોલો મુખેથી આનંદ થાયે હો પિયુ મનની મુંઝવણ સઘળી
જાયે ?
ક્ષણના અબોલામેંથી સહેવાયે, બોલો બોલોજી દાસી મુંઝાયે
હદ થઇ સ્વામી નહીં દુભાવો હો પિયુ વાંક થયો શું
મારો આવો;
શું છે ભરમ કાંઇ સમજાવો, મીઠી મીટડી લીઓ લ્હાવો,

સુંદરલાલ— ૩૮

શું કર્મ આ કરવા ધાર્યું બાળ મતિમાં કાંઇ ન વિચાર્યું ! શું
કોમળ કમળ ગૃહી કરમાવે કોણ બન્જો એવો મુઢ કહાવે ?
દયાહીણુ દયા નામ વિસાર્યું ! શું !
થયો પાપી પુરો દુઃખદવખતે, જાશે ઝુરી મરી હરી એ તજતે
હાય હેરાની મીન મેં માર્યું ! શું

વેણી— ૩૯

પ્રફુલિત વદન પ્રિયે નિરતેજ થયેલછે સોચ તણો હેતુ રહેલ
છે રહેલ છે;
પ્રિયા સુખ દર્પણ કાન્ત વદન જુઓ, છબીછાઇ ઝાંખી
રહેલ છે રહેલ છે;
બોલો કાંઇ પ્રિતમ ચરણે શિર મુકું, છુપાઇ પ્રીત કાં રહેલ
છે રહેલ છે.

વેણી— ૪૦

હરિ હરિ આશો ગજબ !
મન ધરી હરિ તું મયા, ભર દરીએ ડુબતી ! ધ્યાન ધર
ધા મદદ. હે હરિ.
સુખદા દે વિભૂ શાન્તિ બાળ વિચાર તું દીન આધાર છો.
ભીડ હરતા,—શુભકરતા—તારબાળ સ્મરતી—હે દેવા !
તુજ પ્રતાપ અકળ પ્રભુ ! વિશ્વે અજબ ! હે હરિ.

વેણી— ૪૧

જા તોફાની અહીંથી જા કરૂં તુને હું તો ઠાર.
જા જા નીકળ જલ્દી બહાર તું, જા જા હરામી—બીરૂ
નીચ જાણી—છોડી દે નાદાની—ગુમાની—જા માની ;
આમથો —ન ના ના ના. જા.
આમ સતાવે તું આમ મુંઝાવે શું કહું હવે તું તો માન.
વેણી—જા પાસથી મારી-જા-જા અવિચારી તું તોફાની અહીંથી જા.

અમથો— ૪૨

રોયો રોયો રે રોયો હું તો વગર રડાવ્યો રોયો.
ડોળા કાઢમાં રે!

વેણી—તુને કોણે કહ્યું તુ રડવા? મોટા ગધેડારે તુને કોણે કહ્યું.
તું મરવા! પીટયા ભુંદરા રે

અમથો—એ તો તને બ્હીવરાવવા, તને દબાવવા હવે તો રહયો
છાનો હં હં હં હં રોયો.

વેણી—ગોલો ગોલો રે ગોલો તું તો નીકળ્યો પાજી ગોલો
પીટયા મારારે. તને કોણે કહ્યું તું રડવા! મોટા ગધેડારે!
તને કોણે કહ્યું તુ મરવા! પીટયા ભુંદરારે!
જા જા નીકલ પીટયા, નીકળ રોયા, નાખીશ મારી.

અમથો—ના ના ના ના.

વેણી—ચુપ.

સીપાઇઓ— ૪૩

ચલો ચલો હાંજી ચલો ચલો રસોઇ બનાવે,
વહાં જાવે ઔર ન્હાવે હાં પકાવે ફીર ખાવે,
લડુ જમાવે વાહવારે વાહવારે કએસે!
સંગમેં—રંગસેં—અમન ચમનસે.
ખુબ હાથ માર હમ તૈયાર હોજાવે, ચલો.

સુંદરલાલ— ૪૪

અફળ થઇ જીંદગાની મારી તો હવે!
અરે રે! પ્રિય તું દુ:ખી છે મારે જવે! થઇ.
નિજ વચનથી નિચે ફસાવ્યો
વળશે ન કાંઇ ઉદાસ થવે? અરેરે!
પ્યાર કસોટી પુર્ણ મેં કીધી,
આજ એ વિચારે મારૂં હ્રદય દ્રવે! અરેરે!

## અંક ૩ જો.

રમણલાલ— ૪૫

વિદ્યા ચાવી છે સંસારની પણ અનુભવ સારો,
વિદ્યા ચાવી છે ઉદ્ધારની પણ અનુભવ સારો.
કસોટી વણ સોનું નવ પરખાયે, હીરા તણી નહીં કીમત થાયે.
અનુભવ શકિત વિચારની, હાહા અનુભવ સારો; વિદ્યા૦
અનુભવ વિણસાચું નવ સમજાયે, ગોખણીયું જ્ઞાન નવ સાચું થાયે૦
પુસ્તક વાંચો હજારનીપણ અનુભવ સારો. વિદ્યા.

ગુલાબ— ૪૬

વિભુ સ્હાય કરો મારી, આ દુ:ખથી હું હારી; વિભુ.
પ્રાણ પડયા પરલોકમાં હું અહીં રઝળું હાય !
લાડકવાયો કયાં ભમે ! ભાળ મળે ન જરાય ! હાય ! હાય ! હાય!
હાય વિભુ૦
અઢળક ધન લય પામિયું, કોડી મળે નહી પાસ,
ભીક્ષુક સ્થીતિએ પ્હોંચિયાં ઉડી ગયો નહીં શ્વાસ ! હાય ! હાય!
હાય ! હાય વિભુ.

ગુલાબ— ૪૭

જાઓ નિચ પાજી ઠગબાજી તજો, જાઓ.
જાળ શું બીછાવો ! જાઓ અહીં નહીં. ફાવો, બીજે પ્રપંચ ચલાવો
ઠગબાજી.
માતા બાળને કુસંપ કરાવો, વાહ વકીલ ભંડાર ભરાવો;
ભરાવો શું કાન ! કેવી હામ ! કેવુ કામ ! તજો માન-છો નાદાન;
ઠગબાજી !
નગણા નગુણા નાદાન-ગુમાન શું ધરાવો છો !
દગલબાજીની છાપ શું છપાવો છો ? ધિક્ક ધિક્કાર ધિક્કાર !
ધિક્ક જન્મ્યો અવતાર-જશો નર્ક મોઝાર-કરો લાચાર ખુવાર,
જાઓ જાઓ લજાઓ ના કાળું મ્હોડું બતાવો. ઠગબાજી.

સખીઓ ૪૮

બેની તમે આ શું કરો- રે! આ શિદ દુ:ખ ધરોરે
રે મારી સમજુ ખમા ખમા; ટેક.
વિકટ એ પ્રેમી ગંથ છે, જાણો છો સઘળું બાઇ; તમે.
ધીરજ ધરે સૌ કાજ સરે કયાં ગઇ સરવે ચતુરાઇ; તમે.

લાલભાઈ ૪૯

અમન ચમનથી નાટક જોશું આનંદે આનંદે.
નાટક રંગમાં-બ્હેની તુજ સંગમાં-ઉમંગ અંગમાં—
પ્રફુલિત મનમાં-આનંદે આનંદે, અમન.
મને નાટકનો છે શોખ અતિશય બે'ની,
હું શિખીશ નાટક રંગ રાગથી બે'ની,
વળી તને શિખાડીશ મારો વ્હાલી બે'ની,
જાઉં તને મેલી-તું રહીશ છેલી-થઇજા પેલી-ચાલ ચાલ
બ્હેલી-આનંદે આનંદે. અમન

દરજી— ૫૦

મને હોકો વ્હાલો લાગે, ચોરાનો ચોવટીઓરે, દીલ્લીનો દીવાનરે
મને.
સલમતો સતુરાઈ કરે હોકો હરીની કાયા,
ખલેચોમાં હાથ નાખ્યો જાણે ગંગાજીમાં નાયારે; મને.
વઉને પીયર વળાવી, દીકરીને આવ્યું આણું,
આધા પાધાની વાત નજાણું બસ હું બેઠો હોકો તાણુંરે મને.

કોલી— ૫૧

હાણુા બાલીઆચી હોડી, મારી જમના ખુડાવલી પેલેતરી
માસલાં મારૂની સાન બાઝારાં ઇકતોસ. હાણુા,

નાયકા— ૫૨

સિપાઈ તેરી નાલીસ કરૂંગી પોલીસમે.
તેં મેરા બટવા ચુરાયા-બે પટવે; નાલીસ.
બટવા ચુરાયા અંગુઠી ચુરાઇ,
જોબન લુટાયા મુફતમે. બે પટવે નાલીસ.

## અંતર—નાટક.

સ્ત્રીઓ— ૫૩

સાસુ લીલુડાં ગજ પથરાવે,
માનેતીને મંડપમાં બોલાવે;
હળવે ડગ ભરજોરે રાણી.
તમારા સસરાજી સારંગપાણી,
જે માગો તે આપે જાણી;
વીરા બેનને મોકલોને મોસાળું.
મારી માડીનો જાયો આવે,
મન ગમતાં મોસાળાં લાવે. વીરા.

છબીલદાસ— ૫૪

આછે દુઃખ બહુ કરનારા, શ્રીમંત વિવાહનાધારા; આછે
ધસીહસી સૌ આવે, હરખ જણાવે
વાહવા વાહવા કહી ભલું મનાવે; વિવાહ.
દુઃખદ પ્રસંગે દુર જાય નાસી, જમે ભમે તે કરતાં હાંસી,
લ્હાય લ્હાય રહી મુજ મનવરસી, આવે ન દુઃખઆરા. આછે.

કેસર— ૫૫

હરી હાય થાય લ્હાય કાય માંય કરું હું શું
મુંઝાવે સતાપે મનન ગમન પ્રાણુ તણું હાય હાય રે! હરી!
નાદાની નાદાની ગુમાની હેરાની શિરપર દાબે હારે!
સુખ તજી દુખઃસજી તરફડું ફડફડું હે પ્રભુ ઝુરું! હરી!

સુંદરલાલ— ૫૬

અરર તાત આ શું તમે કર્યું? ગહન દુઃખ આ કર્મમાં જડયું!
ગુલાબ—ધિર ધરાયના આ સમે જરી! કઠણુ કાળથી થાઉં બાવરી!
ત્રસ્ટીઓ—
અરર ક્રુરશું ઓ પ્રભુ થયા! પ્રિયજનો દુઃખીછે કરી ગયા!

**સુંદરલાલ—** ૫૭

હર હર આ શી દશા હા થઇ છે મ્હારી ! હર
ઝુરૂં હું તો બળું રે તરફડું હું ! હર
લાચાર થયો હું સુઝે નહીં કાંઇ
મતિ મ્હારી હારી રે આ શી ખ્વારી રે ! હર !

**વેણી—** ૫૮

પ્રાણ આ શું કરો પ્રાણ આ શું કરો !
પ્રાણ રીસાઇ જાઓ શું દુઃખ હરો—આમ ફરો.
સુંદર—શાન્તિ તજો નહિ ધીર ધરો—પ્રાણ.
**વેણી**—નમી નમી યાચું પ્રાણ જુઓ,
દયા આણી ભીની આંખ લુઓ;
સુંદર—જારે જારે જારે જારે
જારે જારે પજવના સુંદરી આવાર—મને લગાર
હેરાની નઃદાની દુખવરો— પ્રાણ.

**વેણી—** ૫૯

ગડબડ સડબડ બડબડ ના કર જારે !
દઉં છક્કડ,
**અમથો**—હું અકડ હું ફૂકડ.
**વેણી**—છોડ ઝકડ;
**અમથો**—ધુત્તરી હત્તેરી જાતેરી.
**વેણી**—વાંદરજી—ગડબડ
**અમથો**—રાખ સુંદર શીકલની કંઇ જાણ.
**વેણી**—વાંસો ડુંગર જોનો પેટ ખાણ,
જીભવાંકી હોઠ જાડા મોટું મ્હોટું આંખ ખાડા
નીચ તોફાની તું અહીંથી જારે–ગડબડ.

**આશાઓ—** ૬૦

બસ બસ મારો મારો અબ શિકારકું ક્યા દેર
સુરકેલીના કામ મીલા અચ્છા દામ બનું નવાબ
આતા ક્યા ખ્વાબ—બસ.

ચલના ચલના ધીરે ધીરે છુપકે હાં હાં સુપરે વા વા
કરના વરના મુરાદપાર—બસ.

સુંદરલાલ— ૬૧

મનહરનારી-પ્રીય છબી તારી—પ્રીયકરનારી—સુંદર પ્યારી.

વેણી-તમ સરદારી છે સુખવારી- દુઃખ હરનારી-પ્રિય પતિ ભારી, ૧

સુંદરલાલ—પ્રીતિની પાલનહારી સાક્ષી દે મુદ્રીકા મારી,

વેણી—વીસારી વીસારી શું જાય વિપતિ એથી વીદારી;

સુંદરલાલ—નિવારો ગિરધારી દશા પાવા સુધા પ્રીતીવારી; પ્રીયછબ'

સંકટની રહેનારી નારી, ખુબી તારી ન્યારી ન્યારી;

વેણી—વારી વારી થઉં પીયુ પરથી હું વારી વારી.

સુંદરલાલ-ધારી ધારી સારી ખુબી હું હવે રાખું સંભારી-પ્રીયછબી.

નાચ.

વારાંગના— ૬૨

આજે આનંદ થયો ભારી ખુશાલી થઇ,
આનંદ આનંદ થયો છે જય જય.
થેઈ થેઇ કરે નરનારી-ખુશાલી થઇ, આજે.
ઇશ કૃપાએ પુર્ણું થયું આ,
ગોવીંદ ગુણ બલીહારી-ખુશાલી થઇ. આજે.

છબીલદાસ— ૬૩

પ્રાણપ્રિયા માહા સુખકર અવસર.

કેસર-ગુલાબ—વિકટ સંકટ વામ્યાં પામ્યાં કૃપા ગિરધર; પ્રાણ.

સુંદરલાલ—મળી પ્રીયા સુખખાણ.

વેણી—ઉગ્યો મારો સુખ ભાણ,

સુંદરલાલ—છો ગુણવાન,

વેણી—છું અજાણ.

સુંદરલાલ—પ્રિયપ્રાણ;

સર્વે-કરી અમોની કરો વિશ્વંભર જય જય જય જય હે દયાવાન, પ્રાણ.

